

# ॥ अविद्या स्तवराज× ॥

હે અવિદ્યે ! તું લોકોમાં માયા, મહામાયા, અજ્ઞાન, મોહ, અવિવેક, ભ્રાંતિ તથા ભ્રમના નામથી પણ ઓળખાય છે. તારું પરાક્રમ અપાર છે. તારાં બાળકોનાં પરાક્રમો સ્તવથી નિરૂપણ કરાયાં, તેથી તારાં પરાક્રમોનું નિરૂપણ સ્તવથી વર્ણવવું ઉચિત ન જણાતાં તારાં પરાક્રમોના નિરૂપણમાટે સ્તવરાજ રચાય છે. દેવ, દાનવ, માનવ, પશુ ને પંખીઆદિ કોઇથી તારો મહિમા વર્ણવી શકાય એમ નથી. સહસ્રમુખવાળા શેષ ને સમર્થ શારદા પણ તારો મહિમા વર્ણવવા સર્વથા અશક્ત છે તો પછી હે જગજ્જનનિ ! બીજું કોણ તારો સંપૂર્ણ મહિમા વર્ણવવા સમર્થ થઇ શકે એમ છે ?

હે મહામાયે ! બુદ્ધિ અને આત્માના અભેદના જ્ઞાનરૂપ અસ્મિતા, દૃશ્ય અને અદૃશ્ય અનુકૂળ પ્રાણિપદાર્થોમાં આરૂઢ પ્રીતિરૂપ રાગ, દૃશ્ય અને અદૃશ્ય પ્રતિકૂળ પ્રાણિપદાર્થોમાં દૃઢ તિરસ્કારરૂપ દ્વેષ, ને હું સર્વદા જીવું ને કદીપણ ન મરું તો ઠીક આવી મરણભયવાળી મનોવૃત્તિરૂપ, અભિનિવેશ એ ચારે ક્લેશોને જન્મ આપનારી તુંજ છે. હે સર્વક્લેશોની ભૂમિ ! જો આ વિશ્વમાં તારો સદ્‌ભાવ નજ હોય તો એ અસ્મિતાદિક ચારે શી રીતે ઉપજી શકે ? અને આનંદરૂપ આત્માને આ વિચિત્ર સંસારમાં ઉંચનીચ યોનિઓમાં ક્લેશાનુભવ કરવા ભટકવું પણ શામાટે પડે ?

---

× શ્રીવિનોદમાળામાં સત્તરમું પુષ્પ.

લોકહિતાર્થે પ્રકટ કરનાર
**અંબાશંકર ભાઇશંકર ત્રવાડી.**
**વઢવાણ.** કાઠીઆવાડ.

અમદાવાદ પીરમસારોડ ઉપર નીર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપી.

હે પ્રાણીઓને છતી આંખે આંધળા કરવાના દારુણ બળવાળી ! તું પ્રાણીઓને તેમનાં હિતનાં સાધનોને અહિતનાં સાધનોરૂપે અને અહિતનાં સાધનોને હિતનાં સાધનોરૂપે સમજાવે છે, કર્તવ્યને અકર્તવ્યરૂપે અને અકર્તવ્યને કર્તવ્યરૂપે સમજાવે છે, હિતેચ્છુ મનુષ્યને અહિતેચ્છુરૂપે અને અહિતેચ્છુ મનુષ્યને હિતેચ્છુરૂપે સમજાવે છે, તથા ઉપકારક પ્રાણી પદાર્થ ને કર્મને અપકારકરૂપે અને અપકારક પ્રાણી પદાર્થ ને કર્મને ઉપકારકરૂપે સમજાવે છે.

હે ખેદદાનકુશલે ! તું મનુષ્યોના મોટા ભાગને અરે ! પંડિતોને પણ સ્વરૂપથી ભિન્ન સ્થળે લેશ પણ સુખ નથી, કિંતુ દુઃખજ છે, છતાં તેમાં તું સુખ મનાવી તેની પ્રાપ્તિ તથા ઉપભોગમાટે અસ્વસ્થચિત્તે તેમને પ્રયત્નશીળ કરે છે. વળી તેમને ઉન્મત્ત કરી પરિણામે દુઃખાનુભવ કરાવનારી ક્રિયાઓમાં પણ તુંજ જોડે છે.

હે મહાસૂત્રધારિણિ ! લોકપ્રસિદ્ધ નાટકનો સૂત્રધાર જેમ નાટકમાંનાં પાત્રોને પોતાની ઇચ્છાપ્રમાણે રમાડે છે તેમ તું પણ આ સંસારરૂપ મહાનાટકમાંનાં પ્રાણીઓરૂપ પાત્રોને ઉંચીનીચી ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરાવવારૂપ રમાડે છે. તારી આજ્ઞાને વશ વર્તનારો સ્વર્ગનાં સુખો મેળવવાની ઇચ્છાને વશ થઇ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર યજ્ઞમાં વા બીજાં તેવાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે. વળી તારી આજ્ઞાને શિરોધાર્ય સમજી કેટલાક મનુષ્યો પશુ, પક્ષી ને તિર્યગ્આદિ યોનિને પ્રાપ્ત થવાય એવાં નીચ કર્મોમાં પણ પ્રવૃત્ત થાય છે.

હે અવિદ્યે ! તું મર્કટને નચાવનારી સ્ત્રીના જેવી છે. માંકડાંઓને નચાવનારી સ્ત્રી જેમ માંકડાંઓનાં ગળાંઓમાં દોરી બાંધી તેમને પોતાની ઇચ્છાપ્રમાણે નચાવે છે તેમ તું પણ પ્રાણીઓના અંતઃકરણરૂપ ગળામાં વિષયોની આશારૂપ દોરી બાંધી તેમને તારી ઇચ્છાપ્રમાણે સંસારમાં ભ્રમણ કરાવવારૂપ નચાવે છે.

હે મહાવિભ્રમકારિણિ ! તું પુતળાંઓને દોરીના ખેંચાણવડે ભિન્ન ભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરાવનારી સ્ત્રીના જેવી છે. લાકડાંઓનાં વિવિધ પુતળાંઓને દોરીના ખેંચવાવડે ભિન્ન ભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરાવનારી સ્ત્રી જેમ દોરી ખેંચીને તે પુતળાંઓને પોતાની ઇચ્છાપ્રમાણે ભિન્ન ભિન્ન ક્રિયાઓમાં પ્રવૃત્ત કરે છે તેમ તું પણ પ્રાણીઓરૂપ પુતળાંઓને તારી ઇચ્છાનુસાર ભિન્ન ભિન્ન ક્રિયામાં પ્રવૃત્ત કરે છે.

હે પ્રાણીઓના વાસ્તવિક સ્વરૂપનું વિસ્મરણ કરાવનારી ! તારા મહિમાથીજ જીવો પોતાનું વાસ્તવિક સ્વરૂપ ભૂલી જે તેમનું વાસ્તવિક સ્વરૂપ નથી એવાં શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ ને ચિદાભાસમાંના કોઇ એકમાં આત્માની બુદ્ધિ કરે છે. માયાવી મનુષ્ય જેમ એક પ્રકારની વસ્તુમાં તેનાથી વિલક્ષણ બીજા પ્રકારની વસ્તુ પોતાની માયાવડે દેખાડે છે તેમ તું પણ તારી અઘટિતઘટના કરવાની ચતુરાઇવડે અસંગ ને અપરિણામી બ્રહ્મમાં તેનાથી વિલક્ષણ જગત્‌ની પ્રતીતિ કરાવે છે.

હે મનુષ્યોના મોટા ભાગને તેમના હિતના માર્ગથી ભ્રષ્ટ કરનારી ! તારા કૃપાકટાક્ષથી જે મનુષ્યનું હૃદય ઉન્મત્ત થઇ ગયું છે તે મનુષ્ય શ્રીસદ્ગુરુની સેવા મારા પૂર્વજન્મોના મહાપુણ્યના પરિપાકથી મને પ્રાપ્ત થઇ છે, માટે મારે આ સેવા મારું પરમહિત કરનારી છે એમ સમજી પરમપ્રીતિ ને ઘણામાં ઘણી સાવધાનતાથી કરવી જોઇએ એમ નહિ સમજતાં આદરરહિત વેઠે પકડાયેલા મનુષ્યની પેઠે સેવા કરવામાં પ્રવૃત્ત થાય છે. વળી તેઓ તારી કૃપાના પ્રભાવે શ્રીસદ્ગુરુનો ઉપદેશ પોતાનું પરમહિત કરનારો છે એમ નહિ સમજતાં તેથી ઊલટી રીતે સમજે છે, અને કયારેક તેઓ પોતાના શ્રીસદ્ગુરુનો દ્રોહ કરવામાં પણ પ્રવૃત્ત થાય છે.

હે સર્વકુકર્મની જનનિ ! તું તારો આશ્રય ગ્રહણ કરનારને સુખ નહિ, પણ કેવળ દુઃખજ આપનારી છે. તું તારા આશ્રિતને પ્રથમ

કુકર્મમાં પ્રીતિવાળો કરી ધર્મમાં અને ધર્મોપદેષ્ટા ગુરુમાં અશ્રદ્ધાવાળો કરે છે, પછી તેને ધર્મમાં તથા ધર્મોપદેષ્ટા ગુરુમાં ઉદાસીન કરે છે, અને અંતે તેને ધર્મનો તથા ધર્મોપદેષ્ટા ગુરુનો દ્વેષ કરનારો કરી તેનો ઉત્તરોત્તર અધઃપાત કરે છે.

હે કર્તવ્યભ્રષ્ટ કરવામાં ચતુરે ! તારી આજ્ઞાના પરિપાલનમાંજ પોતાનું હિત સમાયેલું છે એમ સમજનારી કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને ઈશ્વરરૂપ સમજી તેની આજ્ઞાનું પરિપાલન કરવું જોઇએ એમ નહિ સમજતાં પતિને પોતાનો દાસ ગણવાનો પ્રયત્ન કરે છે. તારી કૃપાથી તે સ્ત્રીઓને સમજાય છે કે પોતાના પતિની આજ્ઞા માનવી તેમાં કેવળ પરતંત્રપણું છે, ને પોતાના પતિના સામા થવું વા પોતાના પતિની આજ્ઞા ન માનવી તેમાંજ સ્વતંત્રપણું છે. વળી તારી દયાદૃષ્ટિથી તેમને સમજાય છે કે પોતાના પતિની શક્તિઉપરાંત પોતાને ઘરેણાં ઘડાવી દેવાની તથા વસ્ત્રો વેચાતાં લઇ દેવાની હઠ પકડવી, ઘરેણાં તથા વસ્ત્રોમાટે રોવું, તેમાટે પોતાના પતિનું અપમાન કરવું, અને તેમાટે પોતાનાં સગાંવહાલાંઆગળ અથવા ઓળખીતાંઆગળ પોતાના પતિની નિંદા કરવી એ પાપ નથી ! મારો પતિ મારું રમવાનું રમકડું છે, માટે બાળક જેમ પોતાની ઇચ્છાપ્રમાણે પોતાના રમકડાને રમાડે તેમાં તેને દોષ લાગતો નથી તેમ હું પણ મારા પતિરૂપ રમકડાને મારી ઇચ્છાપ્રમાણે રમાડું તેમાં શું ખોટું છે એમ પણ તેમને તારા પ્રસાદથી સંશયરહિત સમજાય છે.

હે સ્વેચ્છાએ વિશ્વમાંના પ્રાણીઓના મનમાં વિહાર કરનારી ! તારા અનુગ્રહને પ્રાપ્ત થયેલા પુત્રો પોતાનાં માતપિતાની પ્રેમપૂર્વક સેવા કરતા નથી, તેમની આજ્ઞા માનતા નથી, તેમના સામું બોલે છે, તેમને ન સંભળાવવાનાં વચનો સંભળાવે છે, પછવાડે તેમની નિંદા કરે છે, ને કવચિત્ વા વારંવાર તેમને માર મારે છે.

હે ઉગ્રશક્તિવાળી ! તેં જે મનુષ્યોને વશ કર્યાં છે તે મનુષ્યો અનેક પ્રકારનાં દુઃખોરૂપ વિસ્તૃત પરિવારવાળા તારા પ્રિય પુત્ર કુસ્વભાવની આજ્ઞાનું અનુસરણ કરવામાં પરમપ્રીતિ રાખનારા હોય છે. તેઓ પોતાના હિતેચ્છુ મિત્રની, મોટા ભાઇની, માબાપની કે ગુરુની આજ્ઞા માનતા નથી, કિંતુ તારા પુત્ર કુસ્વભાવની આજ્ઞા માનવામાંજ પોતાનું હિત સમાયેલું છે એમ સમજી તારા પુત્રનીજ આજ્ઞા માને છે. તારા પુત્રની આજ્ઞાનું મુંગે મોઢે પરિપાલન કરવાથી ઘણા પ્રકારનાં દુઃખોનો અનુભવ કરતાં છતાં પણ તેઓ તારા પુત્રની આજ્ઞાનું અનુસરણ કરવાનું કામ તજતા નથી, તે તેમની તારા પુત્રમાં તથા તારામાં કેટલી અનન્યભક્તિ છે તે સર્વ લોકોને સ્પષ્ટ બતાવી આપે છે.

હે વિશ્વવિમોહિનિ ! તું આ જગતના અજ્ઞાની પ્રાણીઓમાં મુખ્ય ચાર પ્રકારે પ્રતીત થાય છે. સ્થૂળશરીરાદિરૂપ પોતાના મિથ્યાત્મામાં તથા સ્ત્રીપુત્રાદિરૂપ ગૌણાત્મામાં કેટલાક મનુષ્યને જે મુખ્યાત્માની ભ્રાંતિ ઉપજે છે, આકાશાદિ અનિત્ય પદાર્થોમાં અવિવેકીઓને જે નિત્યપણાની ભ્રાંતિ ઉપજે છે, સ્ત્રીપુત્રાદિનાં અપવિત્ર શરીરોમાં પ્રાકૃત મનુષ્યોને જે પવિત્રપણાની ભ્રાંતિ ઉપજે છે, અને વિષયો તથા વિષયોને પ્રાપ્ત કરવાનાં સાધનો જે પરિણામે દુઃખના હેતુરૂપ છે તેમાં અજ્ઞાની મનુષ્યોને જે સુખની વા સુખના હેતુપણાની ભ્રાંતિ ઉપજે છે તે સર્વ તારા પ્રબળ મહિમાથીજ ઉપજે છે એમ વિવેકીઓ પોકારીને કહે છે.

હે ત્રિવિધતાપજનનિ! તારા સદ્ભાવથીજ મનુષ્યાદિને પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થતું નથી, પોતાના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનને અભાવે તેમના અંતઃકરણમાં ભેદજ્ઞાન એટલે પોતાના આત્માથી ભિન્ન અન્ય પ્રાણિપદાર્થોના સદ્ભાવનું જ્ઞાન રહે છે, ભેદજ્ઞાનના અસ્તિત્વથીજ તેમના અંતઃકરણમાં અનુકૂળપણાનું તથા પ્રતિકૂળપણાનું

જ્ઞાન રહે છે, અનુકૂળપણાના ને પ્રતિકૂળપણાના જ્ઞાનના સદ્ભાવથી તેમના અંતઃકરણમાં રાગ તથા દ્વેષનું અસ્તિત્વ રહે છે, રાગ તથા દ્વેષના અસ્તિત્વથી તેમનું અંતઃકરણ અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્ત થાય છે, અભિમાનપૂર્વક ધર્માધર્મમાં પ્રવૃત્તિ કરવાથી તેમના ચિત્તમાં ધર્માધર્મના સંસ્કારો પડે છે, તે ધર્માધર્મના સંસ્કારોના સદ્ભાવથી તેમના આત્માનું સ્થૂળશરીરસાથે જોડાવું થાય છે, અને તેમના આત્માનું સ્થૂળશરીરની સાથે જોડાવું થવાથી તેમને ત્રિવિધતાપનો અનુભવ કરવો પડે છે. એવી રીતે જે પ્રાણીઓના અંતઃકરણમાં તારો સદ્ભાવ હોય છે તેમને ત્રણ પ્રકારનાં દુઃખોનો અનુભવ કરવો પડે છે.

હે વંચકચક્રચૂડામણિ! તારી વિષમ મોહનીને વશ થવાથીજ તારા અનન્યભક્તો અસત્, તુચ્છ, બંધન કરનાર, ભયભરેલા ને દોષબહુલ શબ્દાદિ વિષયોના કથનમાત્ર અલ્પ સુખના લાભમાટે સત્, નિરતિશય, ભયરહિત, પવિત્ર ને મોક્ષરૂપ સુખનો ત્યાગ કરે છે આવા તારા ભક્તોને કાચના કડકાસારુ ચિંતામણિનો ત્યાગ કરનાર, ખાટી છાશની પ્રાપ્તિમાટે અમૃતનો પરિત્યાગ કરનાર, મલિન ચિંથરાંઓના લાભમાટે દિવ્ય વસ્ત્રોનો ત્યાગ કરનાર, પાઇના લાભમાટે સ્પર્શમણિનો ત્યાગ કરનાર, ને કુબાની પ્રાપ્તિમાટે અનુપમ દિવ્ય પ્રાસાદનો ત્યાગ કરનાર મહામૂર્ખથી ભિન્ન બીજા કયા પ્રકારની ઉપમા આપી શકાય?

હે બહુવિધભ્રમોત્પાદિકે! સર્વ પ્રાણિપદાર્થમાં અસ્તિ, (છે,) ભાતિ, (જણાય છે,) પ્રિય, (આનંદ,) નામ ને રૂપ એવા પાંચ અંશ છતાં તું માત્ર નામ ને રૂપ એવા બે મિથ્યા અંશનેજ જણાવા દે છે, પણ અસ્તિ, ભાતિ ને પ્રિય એ ત્રણ સાચા અંશોને જણાવા દેતી નથી. આવી રીતે આત્મામાં ત્રણમાંના કોઇ એક શરીરની અને બ્રહ્મમાં જગતની પ્રતીતિ તું કરાવે છે, માટે તારા જેવું વિલક્ષણ સામર્થ્ય કોઇ પણ માયાવીમાં નથી એમ સિદ્ધ થાય છે.

હે પ્રબળ મોહ ઉપજાવનારી ! તારા અલૌકિક અનુગ્રહથીજ મનુષ્યોનો મોટો ભાગ વૃત્તિજ્ઞાનથી ભિન્ન શુદ્ધજ્ઞાનને તથા વૃત્તિમાં અનુભવાતા આનંદથી ભિન્ન શુદ્ધ આનંદને જાણી શકતો નથી. તારી કૃપાથીજ તારા ભકતો રેતીમાંથી તેલ કાઢવાનો, સસલાના શીંગડાનું ધનુષ્ બનાવવાનો, કાચબાના રુંવાડાનું વસ્ત્ર બનાવવાનો, આકાશપુષ્પની માળા બનાવવાનો, વંધ્યાપુત્રને સંતોષ આપવાનો, ને મૃગજળવડે પોતાની તૃષા શમાવવાનો પ્રયત્ન કરતા પ્રતીત થાય છે.

હે ઉન્માદજનનિ ! તારી શ્લાઘા ક્યાંસુધી કરવી ? પોતાની પાસે થોડું દ્રવ્ય છતાં તું કેટલાક મનુષ્યોને શ્રીમંત મનાવવાના પ્રયત્નમાં પ્રવૃત્ત કરે છે, સાધારણ રાજા હોય તેને મહારાજા મનાવવાના પ્રયત્નમાં પ્રેરે છે, અને કેટલાક મગજના ચસકેલા તથા વ્યવહારપરમાર્થના યોગ્ય જ્ઞાનરહિત મનુષ્યોને જ્ઞાનાદિમાં પોતાનાથી ચઢીઆતા હોય એવા પુરુષોના ગુરુ હોવાનો દાવો કરવાના પ્રયત્નમાં જોડે છે. ગુરુપણું માગવાથી તે માગનારને અનાયાસે લઘુપણું પ્રાપ્ત થાય છે એ વાત તારી દયાથી તેમને લેશ પણ સમજાતી નથી. કોઇની સાથે સહજ ઓળખાણ થાય, કોઇની પાસે કોઇ ઉપયોગી વિષય શીખવા જવાનું થાય, કોઇની આગળ પોતાને કોઇ પુસ્તક વાંચતાં આવડતું હોય તે વાંચવાનું થાય, વા કોઇ પ્રસંગે કોઇની આગળ શાસ્ત્રની કાંઇ વાત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય કે તુરત તેઓ પોતાની મેળે સામાના ગુરુ હોવાનો દાવો કરવા લાગે છે. આવા મનુષ્યો વસ્તુતાએ શિષ્યનાં વાસ્તવિક લક્ષણોથી પણ રહિત હોય છે તો શ્રીસદ્ગુરુના અતિશ્રેષ્ઠ લક્ષણોથી રહિત હોય એમાં શું કહેવાનું છે ? તારી ભયંકર ભૂરકીથી તેમનાં આંતરનેત્રો બંધ થઇ ગયાં હોય છે તેથી તેઓ પોતાનાથી સર્વ પ્રકારે સમર્થ હોય એવા કોઇ એક કે અનેક પ્રસિદ્ધ પુરુષના પોતે ગુરુ છે એમ પોતાના ગુરુપણાનું કથન કરવાનું શ્રમ અજાણ્યા મનુષ્યોની સમીપ વાતવાતમાં કર્યા કરે છે. પોતાને મુખે પોતાની શ્લાઘા કરવાથી તથા મિથ્યાભાષણ કરવાથી પોતાના પુણ્યકર્મની હાનિ

ને પાપની પ્રાપ્તિ થાય છે એમ તે ભ્રમિત મનુષ્યોને તારી કૃપાથી સમજાતું નથી.

હે સમજશક્તિનું હનન કરનારી ! પ્રકાશને વૈરી માનનાર ઘુડ, છછુંદર, કાનકડિયાં ( ચામાચીડિયાં વા છાપાં ) ને વાગોળના ( વ- ડવાગળાંના ) જેવા તારા ઉપાસકો તેજસ્વીનો દ્વેષ કરનારા હોય છે. તારી કૃપાથી તેમને સમજાય છે કે આ જગત્માં મારા જેટલું ધન કોઇ પણ મનુષ્યની પાસે નથી, વા મારા જેટલું શરીરનું બળ આ જગત્માં કોઇ પણ મનુષ્યમાં નથી, અથવા મારા જેવો આ- ચાર આ જગત્માં કોઇ પણ મનુષ્ય પાળતો નથી, કિંવા મારા જેટલી વિદ્યા આ જગત્માં કોઇ પણ મનુષ્યે પ્રાપ્ત કરી નથી, વા આ વિશ્વમાં મારા જેવો કોઇ પણ મનુષ્ય શાસ્ત્રીય કર્મ કરનાર નથી, અથવા આ જગત્માં મારા જેવો કોઇ પણ ભક્ત નથી, કિંવા આ જગત્માં મારા જેવો કોઇ પણ યોગી નથી, અથવા આ જ- ગત્માં મારા જેવો કોઇ પણ જ્ઞાની નથી. જ્ઞાનાદિમાં પોતાનાથી જેઓ ચઢીઆતા હોય તેમનો નિરર્થક દ્વેષ કરવામાં ને જેની તેની આગળ તેમની નિંદા કરવામાં તે આનંદ માને છે. પોતાની તુચ્છ વાસનાને સંતોષ પમાડવા તથા નિરર્થક બીજાને દુઃખ દેવા વા હલકા પાડવા ખોટા કાગળો લખવામાં, ખોટા કાગળો લખાવવામાં, ખોટું પ્રસિદ્ધ કરવામાં કે ખોટું બોલવામાં તેમને પરમાત્માનું લેશ પણ ભય લાગતું નથી. તારા અનન્ય ઉપાસકો કેવા નિર્લજ્જ થઇ જાય છે તે અનુભવી મનુષ્યોને અજ્ઞાત નથી. તારા કેટલાક ભક્તો પોતાની મિથ્યા ચતુરાઇને વશ થઇ કોઇ પણ સજ્જનની સમીપ જાય ત્યારે રાંક થઇને તેમની સમીપ બેસે છે, ને બોલવાઆદિમાં નમ્રતાનાં ચિહ્નો દર્શાવે છે, પણ પછવાડેથી તેમની થઇ શકે તેટલી નિંદા કરે છે. જાણે આ વિશ્વમાં ઈશ્વરનો સદ્ભાવજ નથી, ને કરેલાં કર્મોનું ફળ જાણે ભોગવવાનુંજ નથી એમ તારી કૃપાથી જેમનાં વિવેકરૂપ નેત્રો ફૂટી ગયાં હોય છે તેમને સમજાય છે.

હે આશ્ચર્યના ભંડારરૂપ! તારા મહિમાથીજ વડના નાના બીજમાંથી વડનું મોટું ઝાડ, શુક્ર તથા શોણિતમાંથી વિચિત્ર અવયવોવાળાં મનુષ્યાદિ પ્રાણીઓ, કૂટસ્થ ને અસંગ આત્મામાં સૂક્ષ્મ તથા સ્થૂળ શરીર, ને અપરિણામી ને અસંગ બ્રહ્મમાં આ જગત્ પ્રતીત થાય છે.

હે પંડિતજનોની મતિને પણ કુંઠિત કરનારી! આ જગત્ અમુકરીતે ઉત્પન્ન થયું છે એમ સિદ્ધ કરી બતાવવાનું સામર્થ્ય અમે ધરાવીએ છીએ એમ કહેનારા પંડિતોના ગર્વને દૂર કરાવી તું તેમની પાસે તારુંજ શરણ ગ્રહણ કરાવે છે, અર્થાત્ તેવા મિથ્યાભિમાની પંડિતોને વિવેકીઓ જગત્ની ઉત્પત્તિના સંબંધમાં પૃચ્છા કરે ત્યારે એક, બે, ત્રણ, ચાર કે પાંચ વા તેથી થોડા વધારે પ્રશ્નોનાં ઉત્તરો અપાવી, પછી " હવે હું જાણતો નથી " એમ તેમની પાસે કહેવરાવે છે.

હે મહાશક્તિમતિ ! તું તારા અતુલ પરાક્રમથી દેવોને નચાવે છે, દાનવોને નચાવે છે, બ્રાહ્મણોને નચાવે છે, ક્ષત્રિયોને નચાવે છે, વૈશ્યોને નચાવે છે, શૂદ્રોને નચાવે છે, અતિશૂદ્રોને નચાવે છે, ને અંત્યજોને પણ નચાવે છે. વળી તું સંન્યાસીનો વેશ પહેરનારને, પોતાને ગૃહસ્થ કહેવરાવનારને, અને બ્રહ્મચારીનો વેશ પહેરનારને પણ નચાવે છે. આ પૃથિવીપર રાજાથી રંકસુધી, પંડિતથી મૂર્ખસુધી, ને બાળકથી વૃદ્ધસુધી સર્વ તારા નચાવ્યા નાચતા દેખાય છે. સ્ત્રીઓ તારી નચાવી નાચે છે, ને પુરુષો પણ તારા નચાવ્યા નાચે છે. ટુંકામાં તું પ્રાયશઃ આખા જગત્ને નચાવનાર છે, ને પ્રાયશઃ આખું જગત્ તારું નચાવ્યું નાચે છે. આ વિશ્વમાં જ્ઞાનીથી ભિન્ન સર્વ અજ્ઞાની પ્રાણીઓ જે હું અને મારું એમ માની રહ્યા છે તથા બોલી રહ્યા છે તે તારા પ્રતાપથીજ છે એમાં લેશ પણ સંદેહ નથી.

હે મનુષ્યોના મોટા ભાગને ઉન્માર્ગમાં ગમન કરાવનારી! તારા અનુગ્રહને પ્રાપ્ત થવાથીજ મનુષ્યોનો કેટલોક ભાગ પોતાના

વર્ણના તથા આશ્રમના ધર્મો યથાર્થરીતે પાળી શકતો નથી, સદાચરણોનો ત્યાગ કરી દુરાચરણોનું સેવન કરે છે, અને સુરા, મદ્ય, અફીણ, ભાંગ, ગાંજો, માજમ, ભૂરકી, ચરસ વા તમાકુઆદિના વ્યસનોનું સેવન કરે છે.

હે જીવોની અધોગતિ કરાવવામાં આનંદ માનનારી ! તું તારા ભક્તોને તેમના અમરસ્વભાવનું વિસ્મરણ કરાવી વારંવાર મરણયુક્ત સ્વભાવનું સ્મરણ કરાવે છે, તેમને જ્ઞાનના માર્ગમાં ઉત્તરોત્તર આગળ નહિ વધવા દેતાં ક્રમથી પાછા પાડ્યા કરે છે, તેમને ઉત્તરોત્તર ચઢતા ચઢતા આનંદનો અનુભવ નહિ કરવા દેતાં ક્રમાત્ ઊતરતા ઊતરતા આનંદમાં પ્રીતિવાળા કરી નીચે ઊતારી પાડે છે, અને તેમને ઉત્તરોત્તર સ્વતંત્રતાનો અનુભવ નહિ કરવા દેતાં ઉત્તરોત્તર પરતંત્રતાનો અધિક અનુભવ થાય એવી સ્થિતિમાં મૂકે છે.

હે મનુષ્યાદિના અંતઃકરણના સામર્થ્યનો ઉત્તરોત્તર નાશ કરવામાં રુચિ રાખનારી ! તારા કુટિલ કામણથી પરાભવ પામેલા મનુષ્યો કામાદિ દુષ્ટ મનોવિકારોનો પરાજય કરવાનું પોતાનું કર્તવ્ય ભૂલી તે દુષ્ટ મનોવિકારોથી પરાભવ પામવામાં સુખાનુભવ કરતા જણાય છે, પોતાની ઇંદ્રિયોના દુષ્ટ વેગોને રોકવાનું કર્તવ્ય ભૂલી પોતાની ઇંદ્રિયોના દુષ્ટ વેગોથી પરાભવ પામવામાં આનંદ માનતા જણાય છે, અને શરીરને નિયમમાં રાખવાનું પોતાનું કર્તવ્ય ભૂલી શરીરને વશ વર્તવામાં સુખાનુભવ કરતા પ્રતીત થાય છે.

હે મનુષ્યાદિને ભાન ભૂલાવનારી ! તું તારા પ્રબળ પ્રતાપથી તારા ભક્તોને આકાશમાં ફળફૂલથી લચી રહેલાં ઝાડો દેખાડે છે ! મોટા રણને સ્થળે મીઠા જળથી ભરેલો મહાસાગર દેખાડે છે ! મીઠા જળથી ભરેલા મોટા જળાશયમાં રણની પ્રતીતિ કરાવે છે ! મોટા વનને ઝાડછોડથી રહિત ઉજડ ભૂમિરૂપ દેખાડે છે ! ને ઝાડછોડથી રહિત ભૂમિને ઝાડો ને છોડોથી ભરપૂર ઘાટા વનરૂપે દેખાડે છે ! જે વસ્તુ જેવી ન હોય તે વસ્તુને તેવી દેખાડવી એજ તારી પ્રકૃતિ છે.

હે લોકોને દુઃખ દઈ પ્રસન્ન થનારી ! પોતાનું પ્રિય સગુંવહાલું મરણ પામ્યું હોય તે પાછું આવવાનો સંભવ નથી, જીવવું તે વિકૃતિ છે ને મરણ એ શરીરનો સ્વભાવ છે, તથા ઉત્પન્ન થયેલા પ્રાણિપદાર્થનો નાશ થવો સ્વાભાવિક છે, એમ નહિ સમજવા દેતાં તું મનુષ્યોના મોટા ભાગપાસે તેવે પ્રસંગે બહુ રુદન કરાવે છે, કૂટાવે છે, વિલાપ કરાવે છે, ને ચિંતા કરાવે છે. નાશ પામેલા અન્ય પ્રિય પ્રાણી કે પદાર્થને માટે પણ તું તારા ભક્તોને ઉપરની સ્થિતિમાં મૂકે છે. આ વિશ્વમાં જે જે સ્થળે ચિંતા, વિલાપ, રુદન, કૂટવું ને કલહ જોવામાં આવે છે એ સર્વ તારા મહિમાનો વિજયધ્વજજ છે એમ કહ્યા વિના ચાલતું નથી.

હે દુષ્ટ રૂઢિઓની મા ! તારી દયાથીજ તારી દીકરી દુષ્ટ રૂઢિઓનું જીવન આ જગતમાં નભે છે. તારા જેવી કૃપાળુ મા તેમને પ્રાપ્ત ન થઇ હોત તો તે બિચારીઓ ક્યારનીએ મરણને શરણ થઇ હોત. અપકારક રૂઢિઓનું અનુસરણ નિર્બળ મનના પુરુષો ને સ્ત્રીઓ પ્રસન્ન મને કર્યા કરે છે, ને તેવી રૂઢિઓનું અનુસરણ નહિ કરનારાની તેવાં માણસો નિંદા કરે છે એ સર્વ તારી ધાકથી તેઓ કરે છે એમ સમજાય છે. સજ્જનો તેવાં માણસોને સમજાવે કે " ભાઇઓ ! બહેનો ! સમજો, આવી શરીરબુદ્ધિબળનો નાશ કરનારી બાળલગ્નની–ઢીંગલાઢીંગલી પરણાવવાની–રૂઢિ ત્યજો, કન્યાવિક્રયની કે વરવિક્રયની રૂઢિ ત્યજો, ઘરડા વરને દ્રવ્યાદિની લાલસાને વશ થઇ કન્યા આપવાની ઇચ્છાને મારો, મરણ પામેલા ગરીબ માણસોની પાછળ શાસ્ત્રનિષિદ્ધ મોટા કારજવરા કરવાનું કરાવવાનું તથા તેવા પ્રસંગમાં જમવા જવાનું ત્યજો, ને વિવાહમાં દેખાદેખાથી કે ગર્વથી શક્તિઉપરાંત વ્યય ન કરો, " છતાં તારા ઉપાસકો તેમના કહેવાને હસી કાઢી તેમના હૃદયમાં રહીને તું જે આજ્ઞા કરે છે તેનેજ શિરોધાર્ય સમજીને તેઓ અનુસરે છે.

હે નિજજનહૃદયહારિણિ ! તારા પ્રતાપથીજ તારા દાસાનુદાસો દ્રવ્યને કોઇ અલૌકિક વસ્તુ સમજી મિથ્યાભાષણ કરીને, ચોરી કરીને,

બળાત્કાર કરીને, કે ભય ઉપજાવીને તે મેળવવા પ્રયત્ન કરે છે. તારા કેટલાક દાસાનુદાસો રખેને મારૂં દ્રવ્ય ખૂટી જશે એમ ધારી પૂરતું ખાતાપીતા નથી, યોગ્ય વસ્ત્રો પહેરતાઓઢતા નથી, અન્ય સંબંધિજનોને પૂરતું ખાવાપીવા આપતા નથી, તેમને યથાયોગ્ય વસ્ત્રો પહેરવાઓઢવા આપતા નથી, સુપાત્રે દાન આપતા નથી, ને ન ચાલતાં કાંઇ દાન કરવું પડે છે તો તેમનું અંતઃકરણ બહુ ક્લેશાનુભવ કરે છે. તારા કેટલાક દાસાનુદાસો નિરંતર અધિક અધિક દ્રવ્ય મેળવવાનાં મનોરાજ્યોમાં પોતાનો સમય વ્યતીત કરે છે. તારા કેટલાક દાસાનુદાસો સત્તા કે કીર્તિ મેળવવામાટે બહુ અનુચિત કર્મોમાં પ્રવૃત્તિ કરે છે. આ સર્વ તેઓ તારા અનુગ્રહથીજ કરે છે એમ વિવેકી મનુષ્યોને સમજાય છે.

હે દારુણદૃષ્ટિવાળી ! તારી કૃપાથીજ તારા ભક્તો કોઇની નિંદા કરવામાં, નકામી વાતો કરવામાં, કોઇનો ઉપહાસ કરવામાં, મિથ્યાભાષણ કરવામાં, ને બીજી અનેકવિધ કુચેષ્ટા કરવામાં પ્રવૃત્ત થાય છે.

હે બુદ્ધિબળવિનાશિનિ ! તારા કારુણ્યનું પાત્ર થએલાં માણસો પોતાનાં નિકટનાં ને દૂરનાં સગાંવહાલાંની સાથે અકારણ વૈર કરે છે. બાપદીકરાના કલહો, માદીકરાના કલહો, ધણીધણીઆણીના કલહો, ભાઇભાઇના કલહો, સાસુવહુના કલહો, નણંદભોજાઈના કલહો, દેરાણીજેઠાણીના કલહો, ને સ્વામિસેવકના કલહોરૂપ તારી વિજયપતાકાઓ જોઇ કયો સમજુ મનુષ્ય તારા બળનાં વખાણ નહિ કરે ?

હે જીવોના હૃદયમાં સૂક્ષ્મરૂપે રહી કામ કરનારી ! સર્વ ધર્મોમાં અંતઃકરણમાં રહેલા રાગદ્વેષનામના દોષોનો વિચાર તથા ક્રિયાવડે નાશ કરવાનો ઉપદેશ હોય છે, છતાં પ્રત્યેક ધર્મ પાળનારનો મોટો ભાગ પરધર્મના માણસોનો મન, વાણી ને શરીરથી દ્વેષ કરતો જોવામાં આવે છે. ધર્મને બાને એક ધર્મના આચાર્યો ને ઉપાસકો બીજા ધર્મના આચાર્યોને તથા ઉપાસકોને ન બોલવાનાં વચનો બોલે છે, તથા ન લખવાનાં વચનો લખે છે,

એટલુંજ નહિ, પણ કોઇ સમયે પરસ્પર મારામારી કરે છે, અને કોઇ વેળા પરધર્મના માણુસોના પ્રાણોનું હરણ કરવામાં પણ પ્રવૃત્તિ કરે છે. એ સર્વ તારા પ્રતાપબળથીજ થાય છે એ સ્પષ્ટજ છે. વિશેષમાં તારી દયાથી કેટલાકને એવાં કર્મો કરવામાં પુણ્ય રહેલું છે એમ પણ સમજાય છે.

હે આલસ્યજનનિ ! કાર્યના બળથી કારણના બળનું અનુમાન કરાય છે એ ન્યાયે તારા બાળક આલસ્યના બળથી તારા બળનું અનુમાન કરી શકાય છે. આ પૃથિવીપરનાં માણુસોના મોટા ભાગને આળસ બહુ પ્રિય છે, તેથીજ તેમને કાંઇ કામ ન કરતાં તારા બાળક આળસની ઉપાસના કરવી ગમે છે. તારું બાળક આળસ જે ઘરમાં પોતાની અવિચળ સ્થિતિ કરે તે ઘરમાં તારા બાળકનું બાળક દારિદ્ર્ય પણ આવીને અવિચળ સ્થિતિ કરે છે. તારું બાળક તથા તારા બાળકનું બાળક તારા બાળકના ઉપાસકનું અંતરનું તથા બહારનું સર્વ સામર્થ્ય હણી નાંખે છે તોપણ તારા બાળકના ઉપાસકો તારી તથા તારા બાળકની અનન્યભક્તિ ત્યજતા નથી એજ તારી ને તારા બાળક આલસ્યની મોહનીનો મહિમા છે.

હે પ્રમાદજનનિ ! તું તારા પ્રિય પુત્ર પ્રમાદને પ્રેરી મનુષ્યોને તેમના કર્તવ્યનું વિસ્મરણ કરાવી તેમનું વ્યવહારમાં તથા પરમાર્થમાં બહુ અનિષ્ટ કરાવે છે. પ્રમાદથી પ્રાપ્ત થતાં અનેક દુઃખોનો સ્પષ્ટ અનુભવ કરતાં છતાં પણ તારામાં તથા તારા પુત્રમાં પક્ષપાતબુદ્ધિવાળા તારા ઉપાસકો તારું તથા તારા પ્રિય પુત્ર પ્રમાદનું સેવન ત્યજતા નથી, એ જોઇ તારા મહિમાને નહિ જાણુનારા મનુષ્યો આશ્ચર્ય પામે છે, પણ તારા મહિમાને સમજનારા મનુષ્યોને કાંઇ આશ્ચર્ય ઉપજતું નથી.

હે અવિદ્યે ! તું તારી પ્રબળપ્રતાપવાળી દીર્ઘસૂત્રતાનામની પુત્રીના પ્રબળ પરાક્રમથી પણ મહિમાવાળી છે તારી વહાલી પુત્રી દીર્ઘસૂત્રતાનો મહિમા તને અજ્ઞાત નહિ હોય. તારી તે પુત્રીના પરિચારકો પોતાના વ્યવહારના તથા પરમાર્થના કામને લંબાવ્યા કરે છે. ઉપરિ, સગાંવહાલાં, મિત્રો કે સેવકો કાંઇ કામ કરવાનું કહે તો તારી પુત્રીની કૃપાથી છતે કાને બહેરાજેવા થયેલા તેઓ બરાબર સાંભળતા નથી. તેમનું હૃદય તારી પુત્રીના કૃપાકટાક્ષથી એવું સૂતેલું હોય છે કે તેમના હૃદયમાં કરવાયોગ્ય કર્મનું ક્રમપૂર્વક સ્મરણ થતું નથી. તારી દયાના પાત્ર તારી પુત્રીના ભકતો એક કલાકમાં સુખપૂર્વક થઇ શકે એવું કામ એક માસમાં પણ પૂરું કરતા નથી. આવી રીતે તારી પુત્રીના ભકતો બહુ માંદી કીડીના જેવા અત્યંત મંદવેગે પોતાનું કામ કરનારા હોય છે. પૂર્વોક્તરીતે તારી પુત્રી પોતાના ભક્તના કર્તવ્યના વેગને અત્યંત ધીમો કરી નાંખી તેને દુ:ખી કરે છે ત્યારે તું પોતાના ભક્તને અત્યંત દુ:ખી કર એમાં શું આશ્ચર્ય છે ?

હે અનેક કુપુત્ર અને અનેક કુપુત્રીઓની માતા ! તારી પુત્રી અવ્યવસ્થાનાં પરાક્રમો પણ ઓછાં નથી. તારી આ પુત્રીના ઉપાસકોનું કોઇ કામ વ્યવસ્થાવાળું હોતું નથી. તારી આ પુત્રીના સેવકોનાં સર્વે વ્યવહારનાં કામોમાં ને પરમાર્થનાં કામોમાં તારી પુત્રી અવ્યવસ્થાનુંજ સામ્રાજ્ય જોવામાં આવે છે. તારી આ પુત્રીના ઉપાસકો મનુષ્યના આકારમાં લગભગ પશુના જેવા વર્તનવાળા દેખાય છે. આવી રીતે તારી આ આંધળી ને ગમે તેમ ઝુલતી પુત્રીના ઉપાસકો પોતાનું માણસપણું ખોઇ બેસે છે. ત્યારે તારા ઉપાસકો પોતાનું માણસપણું ખોઇ બેસે એમાં શું આશ્ચર્ય ?

હે ચિંતાની મા ! તારી પુત્રી ચિંતાની અભેદભાવે ઉપાસના કરનારા ઉપાસક ઉપાસ્યરૂપે થાય છે એ નિયમાનુસાર તારી પુત્રી ચિંતાની ઉપાસનાના પ્રભાવે મનુષ્યશરીરમાંજ ડાકણજેવા વા પ્રેતજેવા પ્રતીત થાય છે તો તારી અભેદભાવે સર્વદા ઉપાસના કરનારા મનુષ્યો

જીવતા છતાજ ડાકણુથી અથવા પ્રેતથી પણ વધારે અધમદશાને પ્રાપ્ત થાય એમાં વિવેકીઓને કાંઇ શંકા થતી નથી.

હે ભયની માતા ! તારા બાળક ભયના ભયંકર હાથમાં જેઓ સપડાયા હોય છે તેઓનાં અંતઃકરણો નિરંતર થરથર કંપતાં હોય છે. તારા બાળકની હાક તેમને દશે દિશામાં પ્રતીત થયા કરે છે. બ્રહ્મવિદ્ મુનિઓ જેમ સર્વ પ્રાણિપદાર્થમાં બ્રહ્મને જુએ છે તેમ તારા બાળકના ઉપાસકો તારા બાળક ભયને સર્વ પ્રાણિપદાર્થમાં જુએ છે, અર્થાત્ તારા બાળકના ઉપાસકોને પ્રત્યેક પ્રાણિપદાર્થમાંથી પોતાના ઉપાસ્ય ભયનો પ્રાદુર્ભાવ થવાનો સંભવ પ્રતીત થાય છે. તારા બાળકની પોતાના ઉપાસકોઉપર આટલી બધી પ્રબળ ધાક છે ત્યારે તારી તારા ઉપાસકોઉપર તેનાથી અનંતગણી ધાક હોય તે વિનાકહેજ સ્પષ્ટ સમજાય એવું છે.

હે કામાદિ અસુરશ્રેષ્ઠોને જન્મ આપનારી ! કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર ને દંભાદિ તારા પ્રત્યેક પુત્રને અસુરશ્રેષ્ઠ એવું નામ આપવું ઉચિત છે. પુરાણપ્રસિદ્ધ દૈત્યોને જન્મ આપનારી દિતિના કરતાં કામાદિ દૈત્યશ્રેષ્ઠોને જન્મ આપનારી તું મહાસામર્થ્યવાળી મનાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. તારા સદ્ભાવથી મનુષ્યાદિના અંતઃકરણમાં ઉત્પન્ન થતા દુષ્ટ વિકારો વા દુષ્ટ વૃત્તિઓ અસુર, દૈત્ય, દાનવ, ભૂત, પ્રેત, પિશાચ ને ડાકિનીઇત્યાદિ નામને યોગ્ય છે, એમ વિવેકીઓ ધારે છે. આ તારાં બાળકો મનુષ્યાદિને અસાધારણ ત્રાસ આપવાનું સામર્થ્ય ધરાવે છે ત્યારે તું મનુષ્યાદિને તેમનાથી અનેકગણો ત્રાસ આપી શકવાનું સામર્થ્ય ધરાવે છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ થતી નથી.

હે પ્રબલપ્રતાપવતિ ! તારા પ્રતાપથી અંજાઇ ગયેલા મનુષ્યો પોતાના વર્ણાશ્રમના સામાન્ય તથા વિશેષ ધર્મો પાળી શકતા નથી, ભક્તવત્સળ અશરણશરણ પરમાત્માની ભક્તિ કરી શકતા નથી, ચિત્તનો જય કરવાનાં સાધનોનું અનુષ્ઠાન કરી શકતા નથી, ને જ્ઞાન-

નાં શ્રવણાદિ સાધનોનું પણ યથાયોગ્ય અનુષ્ઠાન કરી શકતા નથી.

હે મહાપાપાદિ સર્વ પાપોને જન્મ આપનારી! તારું સ્તવન સંપૂર્ણરીતે કરવાનું સામર્થ્ય કોઇ પણ મનુષ્યાદિમાં નથી. મનુષ્યાદિના મોટા ભાગનાં અંતઃકરણો, ઇંદ્રિયો ને શરીરો તારી આજ્ઞાનેજ શિરોધાર્ય સમજી સર્વદા તેનેજ અનુસરે છે તો તેવા મનુષ્યાદિનાં અંતઃકરણો તથા વાણી તારું પૂરતું સ્તવન કરવાનું સામર્થ્ય ન ધરાવે એ ઊચિતજ છે. પંડિતોને તું અનિર્વચનીયા ભાસે છે, તેથી તેઓ પણ તારા સ્વરૂપાદિનું નિરૂપણ કરવા સમર્થ નથી–તેઓ તો માત્ર એટલુંજ કહી શકે છે કે તું સદ્રૂપા નથી, અસદ્રૂપા નથી, સદસદુભયરૂપા નથી, ભિન્ના નથી, અભિન્ના નથી, ભિન્નાભિન્નરૂપા નથી, સાવયવા નથી, નિરવયવા નથી, ને સાવયવનિરવયવરૂપા નથી. તારું અતિક્રમણ કરી ગયેલા બ્રહ્મવિદોને તું સસલાના શિંગડાજેવી તુચ્છ ભાસે છે. તેમને બ્રહ્મમાં તારું અસ્તિત્વજ ભાસતું નથી તો તેઓ તારું સ્તવન શી રીતે કરે? વંધ્યાપુત્રનું સ્તવન વ્યવહારમાં કયાં જોવામાં આવે છે!

આ અવિદ્યાસ્તવરાજનો અનુકૂળબુદ્ધિ રાખી જે સ્ત્રી વા પુરુષ પાઠ કરશે, તેના તાત્પર્યાદિનો વિચાર કરશે, તથા તેમાં કરેલા ગૂઢ ઉપદેશાનુસાર વર્તશે તે અપારજેવા પ્રતીત થતા આ દુઃખપ્રપૂર્ણ ભવસાગરનો અનાયાસે પાર પામી પરમસુખરૂપ થશે. પછી તેમને કાંઇ પ્રાપ્ત કરવાયોગ્ય ને જાણવાયોગ્ય નહિ રહેવાથી તેમના કર્તવ્યનો અવધિ આવશે. વળી આ અવિદ્યાસ્તવરાજના જપથી ચા, તમાકુ, અફીણ, વિજયા ને મદિરા એ પાંચે સ્તોત્રના જપથી થનારું તથા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ, ભય, ચિંતા, આલસ્ય ને પ્રમાદ એ અગીઆર સ્તવના જપથી થનારું પુણ્ય પણ આ સ્તવરાજનો જપ કરનારને પ્રાપ્ત થશે.

**ઇતિ શ્રીવિનોદમાળામાં અવિદ્યાસ્તવરાજનામનું સત્તરમું પુષ્પ.**

નિર્મળ પ્રિ. પ્રેસ અમદાવાદ.